વેદવ્યાસ વિરચિત.

# શનિશ્ચરની

# કથા.

૫ છાપી પ્રસિદ્ધ કર્તા,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૭ મી. પ્રત ૪૦૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

અમદાવાદ—વિજય પ્રવર્તક પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ મોહનલાલ મગનલાલે છાપ્યું.

કીંમત ૦-૧-૦

[illegible] અથવા સંસાર ખાંડાની ધાર—ભયંકર ખુનરેજી અને લોહાની નદીઓ [illegible] ચિતાર, મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પાપીનો ભયકર જુલ્મ, જાસુસોની બહાદુરી, શયતાના ચક્કર, બાયરામાનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારોનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાચતા ખાવા પીવાનું પણ ભુલી જવાય છે. પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨—૦—૦

**કબીર કાવ્ય**—આમાં મહાત્મા કબીરના દોહરાનો અને તેમા રહેલો ગુઢાર્થ ઘણીજ સહેલ ભાષામાવિસ્તારપૂર્વક સમજાવ્યો છે કે તે વચવાથી પ્રેમણા થાય એવો એમાં અદ્દભુત રસ છે, આમા સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિતાવનીઅંગ, જીવનમૃત અંગ, પ્રમઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્દભુત છે કે તેનો ખરો ખ્યાલ વાચવાથી જ થશે. શિવાય આમા નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફીક ચિત્રો આપેલા છે, (૧) કબીરને ગુરુની પ્રાપ્તિ (૨) કબીરના અદ્દભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ મારફત કબીરસાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમા પુરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમા ડૂબાડી દેવી અને બીજી બાજુએ કબીર સાહેબનું સમાધી અવસ્થામા પાણીપર તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરત કલામસે એમ કહી સજીવન કર્યું વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે. સર્વ સાધારણની સગવડના ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમા છપાવ્યું છે. કાગળ ગ્લેજ ઉંચા પાકા પુઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો બાંધણીમા મજબુત હોવા છતા કિંમત માત્ર રૂ. ૧—૧૨—૦ પોષ્ટજ માફ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

[illegible]ણ દરવાજા—અમદાવાદ.

# शनिश्चरनी कथा.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ અથ શ્રીશનિશ્ચર
દેવતાની કથા લિખ્યતે.

ચોપાઈ—ઉજેણી નગરી નિરધાર, વીક્રમાજીત વસે તે ઠાર; શનિશ્ચરથી પીડા પામ્યો અહૂ, સાંભળજો તે વિસ્તારી કહું એક સમે ઇંદ્રરાજા જેહ, સભા ભરીને બેઠો તેહ; નવગ્રહ દેવતા ત્યાં આવીયા, ઇંદ્રદેવ ત્યાં ઉભા થયા મન ચિંતવન માંડ્યું સાર, કેમ આવ્યા તમે કહો નીરધાર; ત્યારે નવગ્રહ દેવતા બોલ્યા વાણ, સાંભળો ઇંદ્ર ચતુર-સુજાણ. મન વીચારીને ભાટજ ઘડો, નવે ગ્રહોના કાજ છે વડો; તેત્રિસ ક્રોડ દેવતાના તમે રાય, તમો વીના કોણ કરશે ન્યાય. ત્યારે ઇંદ્ર એમ બોલ્યા વાણ, સાંભળો ગ્રહ તમે ચતુરસુજાણ મૃત્યુ લોકમાં જાઓ સહુ કોય, ત્યાં તમારો ન્યાયજ હોય; ઉજેણીમાં છે વીક્રમરાય, તેજ કરશે તમારો ન્યાય; ધર્મ સત્ય પાળે છે રાય, ધર્મવંત શીળવંત કહેવાય; પરદુઃખ ભંજન રાજા એહ, ન્યાય તમારો કરશે તેહ, નવગ્રહ દેવ ત્યાંથી આવીયા, નગર ઉજેણીએ આવીયા. સભા ભરી બેઠા છે રાય, વિક્રમાદિત્ય રાજા કહેવાય; નવગ્રહ દેવતા દીઠ જ્યાં, રાજા અચરજ પામ્યો ત્યાં; દેવ વીમાન આવે છે એહ, તે શું કારણ દીસે તેહ; નવગ્રહ બોલ્યા તેણીવાર, વીક્રમ ન્યાય કરો આ સાર ત્યારે રાજા બોલ્યા વાણ, તમો દેવ હું મનુષ્ય પ્રમાણ; ન્યાય તમારો અમથી ન થાય, એવું બોલ્યા વિક્રમરાય. ત્યારે નવગ્રહ બોલ્યા વાણ, પરદુઃખ-

ભંજન રાજા જાણ; અમને ઇંદ્રે કહ્યું છે એમ, વીક્રમ ન્યાયજ કરશે તેમ. વીચાર કરે છે એવો રાય, આઠમે દીવસે કરશું ન્યાય; એવી રાજા બોલ્યા વાણ. નવગ્રહ દેવ ગયા નીજ ઠામ. રાજા પ્રધાન બેઠા મળી, નવગ્રહદેવની વાતજ કરી; કહો ન્યાય કેણીપેરે થાય, સમજીને કંઇ કરો ઉપાય. નવ આસન સોનાનાં ઘડયાં, માણેક હીરા મોતી જડયાં; ઉતરતાં માંડયા તેણીવાર, એવો ઠરાવજ કીધો સાર. આઠ દીવસ ત્યાં પુરા થયા, આદીત સોમ મંગળ આવીયા, બુધને વળી બ્રહસ્પતી જેહ, શુક્ર રાહુ કેતુ આવ્યા તેહ. શનીશ્વર છેલો આવ્યો સદા. રાજા આગળ બેઠો તદા.

દોહરો—ત્યારે શનીશ્વર બોલીઓ, સાંભળ વીક્રમરાય; આઠ દિવસ પુરા થયા, હવે કરો અમ ન્યાય. ત્યારે રાજા બોલીયો, સાંભળ શનીશ્વરરાય; ન્યાય તમ હાથે કર્યો, જેમ આવ્યા તેમ જાય. અમ શીર દોષ કાઇ નહિ, રૂડો કીધો ન્યાય; છેલ્લા આવ્યા તમે સહી, (હું) સહુને લાગું પાય, ત્યારે શનીશ્વર બોલીયો, તેં શું કીધો ન્યાય; ન્યાય ફરી રાજા કરો, જેમ પરમારથ થાય, સહુ થકી છેલો આવીયો; તેથી ન એ તુજ ધર્મ; ન્યાયજ કર તું અમ તણો, જે હોય સાચો મર્મ.

ચોપાઇ—તવ બોલ્યા ત્યાં વિક્રમરાય, થયો ન્યાય ફરી નવ થાય; તમે તમારે જાઓ દ્વાર, રાંધ્યું અન્ન રંધાય ન સાર; તવ શનિશ્વર બોલ્યો અશું, અવગુણના ફળ દેખાડશું; નવગ્રહ દેવ ગયા નીજ ઠામ, શનીશ્વર કેડે થયો વીરામ. બારમી રાશે આવ્યો જરા, દુઃખ રાયને દીધું તદા; વિમાન થકી હેઠે ઉતર્યો, તે દિવસથી રાજાને નડયો.

દોહરો—સોદાગરનું રૂપ ધરી, સાથે તુરંગ સાર; સોના કેરી સાંકળે આવ્યો રાજદ્વાર. સભા સહુ મન હરખાયા, અશ્વને આણ્યા

ખાસ; સોદાગરને પુછીયું, (એ) મુલ કહો તમ ખાસ. ત્યારે સોદાગર બોલીયો, સાંભળ રાય સુજાણ; ગાય ભેંસ દોહી લીજીએ, માણસ પરખી જાણ; ઘોડો સ્વારી કરી લીજીએ, એ તુરંગ પરમાણ; ઘોડો જુઓ તમે ફેરવી, (પછી) મુલ કરૂ હું જાણ. રાયે સેવકને કહ્યું, થાઓ તમે અસ્વાર; ઘોડું ઘાલી ફેરવો; જુઓ તુરંગને સાર. તવ સોદાગર બોલીયો, થાઓ તમે અસ્વાર; ભલી રીતે જુઓ પારખું, રાય થયા અસ્વાર. એક શળ બીજી સહી, ત્રીજી મેલી જાગ; અડતાળીસ જોજન લઈ ગયો રાત પહોર પરમાણ. અધાન નામ જેનું મહા ભયંકર સોય; વાઘ સીંહ ચીત્રા બહુ પખી રાક્ષ બહુ હોય.

ચોપાઈ—ત્યારે રાય વીચારે વાત, આતો કાંઈ થયો ઉત્પાત; ઘોડો સોદાગર બને નહિ, આતો સ્વપ્નાના મર્મ સહી. રાજા મન વીમાસણ થાય, પ્રભુ તણી લીલા કહેવાય; મારે વેર કાંઈ સાથે નહિ, કોણે મુજને આણ્યા અહીં. એમ મન ગોઠવાણી ઘડે. વડ ઉપર તો રાજા ચડે; ત્યારે દિશા નીહાળે આપ, ધુમર દીઠો પર્ણ પ્રતાપ. તેણી દીશા રાજા પરવર્યો, વડ થકી નીચો ઊતર્યો; મારગ ચાલ્યો પાધરે ઠામ, ત્રંબાવટીપુરી આવ્યું ગામ. જ્યાં છે ઉડશાહનું ધામ, રાજા જઈ ત્યાં લીધો વીશ્રામ; આવી ત્યાં બેઠા રાજન, મન પોતે હરખ્યો મહાજન. રાય ચરણ પ્રતાપે બહુ, શેઠનો માલ વેચાણો સહુ; તેની લાભ ઘણેરો હોય, શેઠ તો મનમાં હરખ્યા સોય. દેવતાઈ નર દીસે કોઈ સાર, માલ ખપીઓ ને લાભ અપાર; શેઠની પુત્રી આવી હાટ, જમવા ચાલો જુવે છે વાટ. શેઠ પળનો બોલ્યો વાણ, જમવા ચાલો ચતુરસુજાણ; તવ રાયે તેને ના કહી, પછી મન વાચાર્યુ સહી. ભોજન લક્ષ્મી પરહરીએ કેમ, એ વાતે નહી મારો નેમ; એવું ચીત વાચારી રાય, રાજા શેઠને ઘેરજ જાય. શેઠાણી અતી રૂપ નીધાન, અતી સુંદર દીધાં સન્માન;

શાક, દાળ, ઘૃત સુભ અન્ન, આરોગી ઉઠયા રાજન, પાન સોપારી આ'યાં ત્યાં દંપતી તે રળીઆતજ થયાં; એકાંતે મેડી ત્યાં સાર, ચીત્રામણનો છે નહિ પાર; ત્યાં રાજા પોહોડયા નીરધાર, દુકાને શેઠ ગયો ત્યા સાર, ગયો રાજા સુખીઓ ત્યાંય, બીજું કૌતક એક થાય, ખીંટીએ હાર ભરાવ્યો સાક્ષાત; રાજા કાંઇ નવ જાણે વાત; કુંવરીના ઓરડની માંહ, રાજા પોહોડયો હુતોજ ત્યાંય. હીંડોળે ત્યા હીંચે રાય, પાન સોપારી હર્વીગજ ખાય, સુખ ભોગવતાં દીઠા જાહરે, શની વીમાન આવ્યું તાહરે. થોભ્યો શનીશ્ચર તે ઠાર, રાજાએ દીઠો તેણીવાર; શની કહે મેં દુઃખ દીધું સાર, શનીએ પોતે કર્યો વીચાર. ચીત્રામણનો હંસ છે જેહ, તેમાં શનીશ્ચર પેઠો તેહ, ઠમક ઠમક કરતો ચાલીયો, હંસ આવી હાર ઝાલીઓ, ગળ્યો હાર મોતીનો વડો, દેખી રાજા અચરજ પડયો; આ વાત કોઇને કહીશું જઇ, તેના કોઇજ માને નહી. એ ચોરી શીર મારે ઠરે, બેઠો રાય વીચારજ કરે; ત્યારે કુંવરીએ મોકલી કીંકરી, હાર લેવા વેગે પરવરી. જ્યારે હાર ત્યાં દીઠો નહી, રાજા હાર ગયો તે કહીં: રાજન કહે નવ જાણું અમો, હારની વાત જે કહો છો તમો. દાસી પાછી આવી તહાં શેઠ કુંવરી બેઠી છે જ્યાં. બાઇ હાર તો દીઠો નહી, પાછાં બે જણ આવ્યાં તહી. હાર અમારો આપો તમો, વારે વારે કહુંછું અમો; નાતને સંભળાવીશું જઇ, હાર અમારો રહેશે નહી, રાજા કહે નવ જાણું અમો, તમે માનો તે કરજો તમો; દાસી ત્યાંથી તેડવા ગઇ, વળતા શેઠ ત્યાં આવ્યા સહી; શેઠ કહે આવીને સાર, કુંવરી હાર આપો નિરધાર; રાજા કહે નવ જાણું અમો, હારની વાત જે કહો છો તમો. શેઠ કહે આપો નિરધાર, નહીં તો દુઃખ પામશો આણી ઠાર, નગરરાય જો જાણે સહી, માર્યા વીના તે મુકે નહી. એમ કહીને બાંધ્યો સાર, રાજાને

સોંપ્યો તેણીવાર; નગરરાય તો બોલ્યો સહી; હાથ ચરણ તો કાપો અહિં, હાથ પગ ત્યાં કાપ્યા નીરધાર, રાજા દુખ પામ્યોજ અપાર. ગંગાધર પછવાડે જઈ, ચોરને ત્યાં નાંખ્યો સહી, ગાંગો તેલી કરે વીચાર, ભુખ્યો ચોર એ છે નીરધાર; જળ અન્ન કોઇ આપે નહિં. સ્ત્રીની આગળ વાતજ કહી. એને આપણે રાખીએ અહીં, ધાણી ફેરવશે એ સહી; નારી બોલવા તતપર થઈ, રાજાનો ચોર રાખીએ નહી, રાજા જાણે તો ઘર લુંટી લીએ, પછી આપણી કોણ તપાસજ લીએ; માટે જાઓ તમે રાયની પાસ, રાજા દીયે તો લાવો અવાસ. ગાંગો તેલી ત્યાંથી સંચર્યો, રાજાને જઈ પ્રણામજ કર્યો; ગાંગો કહે રાજા દ્યો તમો, તો એ ચોરને ઘેર રાખુ અમો. અન્ન વસ્ત્ર આપીશું સાર, ધાણી ફેરવશે નીરધાર, રાય વીચારી બોલ્યો વાણ દંડ દેવો તે દીધો જાણ. એવી રાજાએ દીધી આશ, ગાંગો આવ્યો ચોરની પાસ. અન્ન વસ્ત્ર આપીશું અમો, જો ઘાણી ફેરવશો તમો. ત્યારે રાજા હાજ ભણે, ગાંગો લાવ્યો ઘેર આપણે; હાથ પરોણો બાંધ્યો સાર, ત્યા ઘાણી ફેરવે રાજકુમાર. દીવસે કામજ કરતો જાય, નીશાએ ગીત મધુરાં ગાય; રંગ રાગ રાજન બહુ કરે. ગોખેથી (રાજ) કુંવરી શ્રવણે ધરે. તેણે દાસી મોકલી ત્યાં, ગાંગા તેલીનું ઘર છે ત્યાં. કવણ રાગ આલાપે અહીં, તેલીને પુછ્યું ત્યા જઇ. ત્યારે ગાંગો બોલે સહી, રાગ તો ચોર આલાપે અહીં; દાસી ત્યાંથી પાછી ગઇ, અરે કુંવરી શું મોહી રહી. કરે ગાન તે ચોરજ સહી, હાથ પગ તો જેને નહી; વર બીજો ખોળો જે રાય, તેને પરણુતા તે શું થાય.

દોહરો—ત્યારે કુંવરી બોલીયાં એ મારો ભરથાર; કરમે લખ્યોજ તે મળ્યો, જે દીધો કીરતાર. બીજો વરવા આખડી, સુણ સખી તું

જાણ; પીતાજી જો ના કહે, તો હું તજીશ પ્રાણ. ત્યારે દાસી એમ કહે એ શું બોલી વાણ; કુંવર કુલીન પરણાવશુ, હશે જે ચતુરસુજાણ.

ચોપાઇ—જા દાસી તું વેગે સહી, તાત માત બેઠાં છે જહીં; જઈને ત્યાંય કહેજો વાત, ચોર વર માગે વીખ્યાત. ત્યારે વીગમ ગઈ રાયની પાસ, શીશ નમાવી બોલી દાસી કુંવરી વર તે માગે એહ, હાથ ચરણ કાપ્યા છે જેહ.

દોહરો—ત્યારે રાજા બોલીયો, એ શુ બોલી બાળ; રૂડો વરતો જોઈ કરી, પરણાવશે ભુપાળ. ત્યારે તે દાસી કહે, પરણાવો એને વર એહ; ના કહેશો તો રાયજી, કુંવરી તજશે દેહ.

ચોપાઈ—ત્યારે રાજા બોલ્યો સાર, ગાંગા ઘેર જાઓને નાર; જઈને ચોરને લાવો અહીં, વિગમ ત્યાથી તેડવા ગઈ, તેડીને ઘેર આવી નાર, સાંભળ ગાંગા કહું વિચાર; ચોરને તેડે તે મહારાય, તે માટે તમને કહું મહિમાય; ત્યારે તેવણ બોલી અશું. કુંવરી કામ કરયા નહી શું; જઈ રાજાને સોંપો આજ, આપણું નથી કાંઈ એનું કાજ. મન માને તે કરશે સાર, પરણાવે કે મારે દાર; ઘડીયાં લગન લીધાં જ્યાં રાય, જોગીએ નહી કર્યાં ઉપાય. મેળાપ આવ્યો તેણી વાર, કુંવરીને ત્યાં તેડી સાર; હાથેવાળો મેળવ્યેર સહી, ચોરને તે ત્યાં હાથજ નહી વળતી ચોર બોલ્યો તેણી વાર, હાથ ચરણ તમે લીધા સાર; દીન શનીની અવધ છે સહી, તે માટે તમે જુઓ અહીં. બારમી રાશે શની બાર છે એહ, ત્રીજી રાશે આવશે તેહ; ત્યારે મને હાથ પેદા થાય, સાંભળજો નગરના રાય. શની વીમાન જતું હતું તીહાં, દેખીને થોભાવ્યું તીહાં. શનીશ્વર હેઠો ઉતર્યો જરા, રાજાએ તે દીઠો તદા. શનીશ્વર આવ્યો તેણીવાર, હાથ પગતો દીધા સાર; રાજા રૂપ ત્ય

સુંદર થયું, નગર લોક સહુ મોહિ રહ્યું. કુંવરી ફેગ બાપ છે જીહાં, વધામણીઆ આવ્યા તીહાં, સુણી રાય રળીઆતજ થયો, જોવાને વેગે આવીઓ. દેખી રાય તે અચરજ થાય, જોશીને તવ પુછે રાય; લગ્ન મુહુરત તે રહેવા દીઓ, ફરી લગ્ન નીરધરી જુઓ, વિપ્ર કહે સાંભળજો રાય, લગ્ન પછું મુહુરત નવ થાય; ત્રણ સાત દિવસમા જેહ, એવું ઉત્તમ લગ્ન તેહ

દોહરો—લગ્ન મુહુરત તે રાખીયું, થયા સરવ રંળીયાત, વાજીંત્ર સરવે વાગીયાં, મંડપ થયો ઘોઘાટ. શી મંડપ રચના કહુ કહેતાં ન આવે છેક; કહે કવી તે કેમ વર્ણવું, મુખમાં જીભ્યા એક, નગરલોક અને સાજન, રાણીને વળી રાય. તરીયા તોણ બાંધીયાં, બંદીજનો જશ બહુ ગાય. ચમર ઢોળે ચોપાસથી, બેઠા હંસાસન રાય; માનુનીઓ ટોળે મળી, ધોળ સુમંગળ ગાય. વાજીંત્ર સરવે વાગીઆં, જોવા સરખો ઠાઠ; સાસુ મનમા હરખીયા, પોહોંચ્યા મનના કોડ. વરરાજા શણગારીયા, સાસુ પોંખવા જાય, મોડ શીરપર શોભતો, ચોસઠ ભમરીમાય. ઘાટ પેહરયા પચરંગી વળી, રામણ દીવો હાથ, કુંમકુમ તીળક બનાવીને, હેને ઝાલ્યું નાક ઘાટ ઘાલીને ડોકમા, દીધું કન્યાદાન; હાથેવાળો મેળાવીયો વીપ્ર કહે સાવધાન, મગળ ફેરા ફેરવ્યા, ભક્ષ કરે તતકાળ, પરણી ત્યાથી ઉઠીયાં પુતરીને સોપી વરમાળ. ચરણે લાગ્યો ગોરને સહુને દક્ષણા દીધ, જાચક જન સંતોસીયા, આપી બહુ નવનિધ. મીંઢળ છેડા છોડીવા, ગોત્રજને લાગ્યા પાય, કંકણ દોરા છોડી કરી, રાજા મહોલે જાય. ખાટ તળાઇ ઓશીગડાં, થઇ રંગની રેલ; રાજા રાણી હરખીયાં, આરોગ્યા તંબોળ, પ્રભાતે રાજા ઉઠીયા, આવ્યો સભા મોઝાર; તવ રાજાએ પુછીયુ, તમ નામ કહોને સાર. નામ જો પુછો રાયજી, વીકો મારૂં નામ, ક્ષત્રી ધર્મ

ભાળુ સદા, કરૂં પરમાર્થ કામ, યહ દિશાથી આવીઓ, સાંભળજો તમે રાય; જે માટ્યું છઠ્ઠી તણું, કોઇથી ફેર નવ થાય.

ચોપાઈ—ધનવંત શેઠ વિચારે મર્મ, જુઓ ચોગનું પ્રગટ્યું કર્મ; હાથ પગ એને આપીયા, કુંવરી રાજાની પરણીયા, એને મેં દુઃખ દીધું સાર, માટે દુઃખ દેશે નીરધાર. વળી વીચારી કરે છે વાત, જમવા તેડીએ રાય જમાત્ર; અજાનો માર્યો નીચુ જુવે, લાકડીનો માર્યો સામુ જુવે ચીંતવવાને તવ શેઠજ જાય, રાજસભામાં પોહોંચ્યો ત્યાંય, કરી સલામ ને માગે માન, જમવા ઘેર આવે રાજન; રાજા કહે નવ આવીએ, એવી વાત તું શાને કહે; કહે પ્રધાન સાભળો મહારાજ, જમવા તો જાઉં સહી આજ. શેઠ વચન મીથ્યા નહિ હોય, જમવા ચાલો સરવે કોય. વચન તરત તે માન્યું રાય, વીકા સાથે જમવા જાય; સરવે રાણીઓ સાથે લઇ, કુંવરી પાલખ એ બેઠા જઇ. શેઠ ઘેર આવ્યા સહુ કોય, આનંદ ઉત્સવ ત્યાં બહુ હોય; જમવા બેઠા સરવે સાથ, પીરસ્યા લાડુ ઉત્તમ પાક; ખાજાં જલેબી ઘેબર સાર, શાક તણો નવ આવે પાર. શાક દાળ ઘૃત શુભ અન્ન, આરોગી ઉઠયા રાજંન. આપ આપને સ્થાનકે ગયા, વીકાજી શેઠને ઘેરજ રહ્યા. શેઠ કહે વીકાજી સુણો; તમારો મહીમા અતિશે ઘણો. ગયા હાથ પગ આવ્યા સહી, એવી વાત કયાંય દીઠી નહિ; આ ઓરડામાં તમે પોઢો સાર, શેઠ ગયા મંદીર મોઝાર. રાજા ચાલી આવ્યો વાટ, પોઢયો જઇ હીંડોળે ખાટ. ચીત્રામણનો હંસજ જેહ, રાજા સુતો જુવે છે તેહ. આકાશ મારગે શનીશ્ચર જાણ, વીમાન ફરતું આવ્યું પ્રમાણ. જુવે તો રાજા સુખ ભોગવે, શનીશ્ચર તબ હેઠે ઉતરે; રાજા દીઠો તેણીવાર, પ્રણામ કર્યા તવ વારંવાર. શનીશ્ચર વીચારે મન,

બોલો બસો વીક્રમ રાજન. કલંક પ્રૌઢ ઉતારૂં સાર, આ ઠેકાણું છે નીરધાર; ચીત્રામણનો હંસજ જેહ, તેમાં શનીશ્ચર પેઠો તેહ. ચીત્રામણનો હંસ ચાલીયો ખીટી આગળ ત્યાં આવીયો: ખીટીએ હાર મુક્યો દયાળ, રાજાએ શેઠ તેડયા તતકાળ. વીકાએ શેઠને તેડાવીયો, હારનો ચોરજ પેદા થયો: ચીત્રતણો હંસ હાર મુકી જાય, શેઠ અચરજ પામે તદા. વીકાજીને લાગે પાય, મેં એ નવ કંઇ જાણ્યું રાય. અપરાધ ક્ષમા કરો તમો, વારે વારે કહું છું અમો; તમને દુઃખ દીધું છે જેહ, ક્ષમા કરો અમ ઉપર તેહ. ત્યારે વીકાજી બોલ્યો વાણ, સાંભળો શેઠ કહું તે જાણ; ગ્રહ ગતથી પીડાણા અમો. શું દુઃખ નવ ધરશો તમો. શરીરતણું છે કારણ એહ, દુઃખ પડે તે વેઠે દેહ: એમાં વાંક તમારો નથી, ગઇ વાત લલાટે લખી. તન તે શેઠજ લાગ્યો પાય, પુત્રી લેઇ પરણાવી રાય, શાહ પુત્રી સુલક્ષણી જેહ, સુખ ભોગવવા લાગી તેહ: ખાય પીયે ને દીન નીરગમે, રાજા સાથે રંગે રમે. અતી આનંદ રાજાને થયો, રાજકુંવરીને મહોલે ગયો; રાજપુત્રી શાહપુત્રી જેહ, અતી હેતથી મળીયા તેહ; આપણા સ્વામી ચતુરસુજાણ, જીભ્યાએ શું કરૂં વખાણ. એવો પુરૂષ નવ હોયે કોય, ભાગ્ય આપણે આવ્યા સોય; એમ કહી રળીયાતજ થાય, પાન સોપારી બીડાં ખાય. રાજા તે સુખ ભોગવે ઘણું હેત ઘણું બેઉ નારી તણું; હવે શનીશ્ચર આવ્યો તતકાળ, જ્યાં બેઠો વીક્રમ ભુપાળ; ત્યાં આવી વિચારે મન, ઉજેણીમાં મેલું રાજન ત્યારે શનીશ્ચરસોદાગર થયો, અશ્વસાહીને ઉભો રહ્યો; સુવર્ણસાજ પલાણે તુરી, હેમ સાંકળે બાંધ્યો ધરી. તવ નગરરાયજી બોલ્યો એહ. કરો મુલ ઘોડાનું તેહ; ત્યારે સોદાગર બોલ્યો ત્યાય, સાંભળજો રતનસેન રાય.

દોહરો—ગાય ભેંસ દોહી લીજીએ, જુઓ રાય સુજાણ; પવન

વેગી રોયે તુરી, તે બાંધ્યો કેકાણ. હુકમ થયો તવ રાયનો, સેવક ચઢયો નિરવાણ; સોદાગર કહે એમ નહી, ચડે જો વિક્રમરાય. એ ઘોડે બેસે સહી, તો મુજ જન પ્રસન્ન થાય; અહીં વિક્રમ તે ક્યાં થકી, કહે રતનસિંહ રાય. સોદાગર કહે એ સહી, વાક્રાજી કહેવાય; એ વીક્રમ અવંતી ધણી, સાંભળરે તું રાય; ચૌદ વીદ્યા ચોસઠ કળા, જાણુ તે અપરંપાર રતનસેન ત્યા ઉઠીઓ પગે પડયો વારંવાર. ધન્ય દિવસ આ ઘડી, દીઠા વીક્રમરાય; હોંસે હરખી ઉઠીયો, લળી લળી લાગ્યો પાય. નવ જાણતા અમે સહી, દીધું દુઃખ અપાર; તવ વીક્રમજી બોલીયા, વાંક નહિ તમ સાર. કરમે લખ્યું તે ભોગવ્યું જે કીધું કીરતાર.

ચોપાઇ—એમાં વાંક તમારો નહિ, ગ્રહ દશાથી પીડાણા સહી; લખ્યું ભવીષ્ય આગળથી થાય, એમાં વાંક તમારો ન રાય. એમ કહી બંધાવ્યો તુરી, અમો ચાલશું ઉજેણિપુરી; સાંભળો રતનસેનજી રાય, શીખ દીયો હવે નવ રહેવાય. રાજા તહાં સજાઇ કરે સોદાગર નીચો ઉતરે; રાજપુત્રી રૂપવંતી જેહ, સાથી આવી બેઠી તેહ; પુત્રી રતનવંતી જેહ, સુખાસનપર બેઠી તેહ; તવ વીક્રમ થયો અસવાર, સેન સકળ સાથે જુહાર. સોદાગર ત્યા સાથે ચડયો, તવ નગારે જોગી ગડગડયો, ઢોલ દદામા વાગે બહુ, વાજીંત્ર કેરો પાર ન લહુ. વિક્રમરાય નીકળ્યો બહાર, બંદીજન સહુ કરે પોકાર, વિક્રમસેન ત્યાંથી પરવરે, નગરલોક વળાવી પાછા ફરે. રતનસેનરાય લાગ્યો પાય, અમ ઉપર રાખજો કીરપાય; એમ કહીને પાછો સંચર્યો, વિક્રમસેન પંથે પરવર્યો. દીન કેટલા મારગમાં થયા, ઉજેણિએ રાજા આવીયા, નગરલોક રળીયાતજ થાય, રાણી બેશું આવ્યા રાય રંગ મહેલમાં રાજા જાય, બે રાણીશું રાય સુખીયો થાય; પ્રાતઃકાળે ઉઠયો રાય, સમુદ્રપુર

કીધી શોભાય. એવે તહા શનીશ્વર આવીયો, સભા સહિત રાય ઉભા થયો; ભલે પધાર્યા સ્વામી તમો, ઘણા રળિયાત થયા અમો. એમ કહીને લાગ્યો પાય, સહું સાથશું બેઠા રાય.

દોહરો— ત્યારે શનીશ્વર બોલીયો, સાંભળ વિક્રમરાય; અવગુણના ફળ તમે પામીયા, દુ:ખી કીધો જાય. હવે જો તુંને હું રીઝતું, માગ માગ વરદાન: જે માગે તે આપું તુંને, વચન કોલ પ્રમાણ. તવ વિક્રમરાય બોલીયો. સુણો શનીશ્વર જેહ, નર નારી જે સાંભળે ન પામે દુ:ખ તેહ.

ચોપાઈ—હું પીડા જે પામ્યો સહિ, તે પિડા કોઇ ખમશે નહિ; માટે શનીશ્વર સાભળો વાત, એવી પીડા નવ દેવી આપ. કહે શનીશ્વર સાભળો રાય, શનીવાર જે દીન કહેવાય નર નારી જે સાભળે આ કથા, તેને હું ન પીડુ સર્વથા, સત્યપણું ગંભીરપણું જેહ, મારી કથા કહીને તેડું તેહ. એ કથા સાભળે પીડા ન હોય, ન્હાની કે વડી પનોતી હોય. સ્ત્રી દશ જે તહારી કહેવાય, એને નમે પીડા નવ થાય. ધ્વજની ખરમની કંકાલી જેહ, કહલગી કહપ્રિયા કાલધની કહીએ તેહ. કલહોજ મુખી કંટી તુરંગની નાર, ૩૫ તણો નવ લહીએ પાર: શનીશ્વરની દશ ભાર્યા સોય નામ લીધે પીડા નવ હોય. એવું કહીને શનીશ્વર જાય, દેવ સભામાં પોચ્યો ત્યાય; સુણે સંભળાવે તેને મહાસુખ થાય, ભણે ગણે તેનું દુ:ખજ જાય. વિક્રમ શનીશ્વર તણી કથા જેહ, સંક્ષેપ માત્ર કહીયે તેહ; તે માટે શ્રોતાજન તમો, જય જય રણછોડનાથ સહુ કહો.



**કીશોરસીંહ**—કિંવા દુઃખના પહાડ !—એદી રાજ્યસંસારના ભેદજનક કારસ્થાનો, રાજમહાલયમાં ભમતી ભેદી આકૃતિના અદ્ભુત ચમત્કારો, શૂરવીર લૂટારા સરદારોની હૃદયને સ્તંભિત કરનારી લડાઈઓ, ગુપ્ત રાજકુમારપર તૂટી પડતા દુઃખના પહાડો, કિશોરસિંહની દક્ષતા, વીરતા, એકાગ્રતા અને સ્વામિભક્તિનાં ઝળહળતાં દ્રષ્ટાંતો, જાગીરદાર બાલાના પ્રેમની પરાકાષ્ટા, યુદ્ધ ખાતાના દીવાનની દુર્દશા, દીવાન પુત્રનું ગુમ થવું, તેના મૃત્યુના ખોટા આરોપથી કિશોરસિંહનું કારાગૃહવાસી થવું, દીવાનીના આકારમાં રહેલી અદ્ભુત અબળાએ આવી તેનો ઉદ્ધાર કરવો, રાજા ભૂપસિંહની ભયાનક ભ્રમણા, દીવાન દૌલતાસિંહની દુષ્ટતા, યોગીનું યોગબળ, સાધુનું સાધુત્વ, નિરાધારનો આધાર પ્રભુ, વગેરે એક પછી એક હૃદયને આકર્ષનારી ઘટનાઓથી આ નવલકથા પરિપૂર્ણ છે, કે જેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. નવલકથાઓના સમ્રાટ્ રેનોલ્ડ્ઝ સાહેબની નવલકથામાં શી ન્યૂનતા હોય ? શૃંગાર, વીર, હાસ્ય, રૌદ્ર, ભયાનક, અદ્ભુત આદિ નવે રસથી આ વાર્તા ભરેલી છે. આ વાર્તાની ઉત્તમતા માટે અમારે માત્ર એટલુંજ કહેવું પડે છે કે વાચીને 'વાહ વાહ' કહેતા પુસ્તકકારને ધન્યવાદ આપ્યા વિના રહેવાય તેમ નથી. મૂલ્ય રૂ. ૨—૪—૦.

**મધુર મધુ !**—અથવા મુંબાઇની મોહિની — અલબેલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમના કામબાણના વિલાસી યુવક ઉપર કેવી રામબાણ અસર થાય છે, અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાના ખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દ્રષ્ટાંત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. મ્હોટી સાઇઝના લગભગ ૨૫૬ પૃષ્ઠ. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, ગ્લેઝ કાગળ, મનહર છપાઈ, પાકું રૂપેરી પૂંઠું, કિંમત રૂ. ૧—૮—૦

**મૃગલોચની** અથવા માયા પ્રા મહેર—ભાગ ૧-૨-૩-૪ આ નવલકથા વાર્તા પ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન ઉપજી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરૂષોની વીરતા જોવા હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. આજેજ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય માત્ર ૧-૮-૦ કુલ રૂ. ૬-૦-૦ પાકું રૂપેરી પૂઠું.

**રાક્ષસોની રતિક્રીડા**—અથવા પીશાચોની પાપલીલા માયાવી માનિનીના ભયંકર ભેદો, ઐયારો અથવા લુચ્ચાઓની લુચ્ચાઈઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્ય લલનાની આદર્શ સુરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોની જાળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. શૃંગાર અને હાસ્ય રસ પણ તેટલોજ કૂટી કૂટીને ભરવામાં આવ્યો છે કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે અને મનનો [illegible] શોક દૂર થાય છે. પૃષ્ઠ ૩૨૫ પાકું પૂઠું મૂલ્ય રૂ.-૨-૦-૦

**કુમનસીબ લીલી**—ફેશન આડંબરવાળી સ્વરૂપવાન વિવાહ કરવાની પ્રાણઘાતક મહત્વાકાંક્ષા રાખનાર યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે તેઓ કેવાં કમકમાટી ઉપજે એવા [illegible] કાર્યો કરે છે. સમજુ યુવકોનું શું કર્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઈએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદ્રશ્ય દૃષ્ટિ સમક્ષ [illegible] થાય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. સંયોગ વિયોગના પ્રસંગો વિરહ વેદના, પ્રેમથી નીરાશા, સ્નેહમાં સંકટ વગેરે રસિક [illegible] વિષયોથી ભરપૂર. મ્હોટી સાઈઝનાં પૃષ્ઠ સંખ્યા ૨૮૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પૂઠું; છતા કિંમત માત્ર રૂ. ૧ )

**સંતપ્ત શયતાન**— અથવા કામાંધના કાળાં કામ—કામાંધ મનુષ્યો આ જગતમાં કેવાં ભીષણ અને કુટિલ કાર્યો કરી જગતને આડંબરથી ઠગી ધર્મના નામે અધર્મનો આશ્રય સ્વીકારે છે, કહેવાતા શાન્તિરક્ષકોનું જીવન કેવું તીરસ્કારપાત્ર હોય છે, લક્ષ્મીલોભ ઉત્પન્ન થતાં જગતમાં પાપાચારી મનુષ્યો કેવાં કમકમાટી ઉપજાવે એવાં પાપ કાર્યો કરે છે, સતીની પતિવ્રતપરાયણતા. વિશુદ્ધ સ્નેહ આદિ અનેકવિધ બોધક રસિક અને ચિત્તાકર્ષક ઘટનાઓનું આ નવલકથામાં સુંદર ચિત્ર અંકિત થયેલું છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૪૦૦, ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો, લાયબ્રેરીને શોભાવે એવું પાકું રૂપેરી પૂઠું, છતાં મૂલ્ય માત્ર રૂ. ૨—૦—૦ પોષ્ટેજ મા/

**પિશાચ મંદીર**— રૅનોલ્ડના ધૅાન્ઝ સ્ટેચ્યુ પુસ્તકના આધારે આ નવલકથા લખવામાં આવેલી છે. આમાં ચમત્કારિક ભેદભરમો એવા હૃદયદ્રાવક અને આકર્ષક આપેલા છે કે એક વાર વાંચવા લીધા પછી તે સંપુર્ણ વાચ્યા સિવાય મુકાતું નથી: એટલું જ નહિ પણ આ પુસ્તક પહેલી જ વાર વાચતા પાત્રો પ્રત્યે જે ભાવ ઉત્પન્ન થાય છે તેજ ભાવ બીજી વાર વાચતા ઘણું રસ પડતો હોવાથી જે સંવાદો અરસપરસ થાય છે તે એવા આકાર જણાય છે કે તે વાંચવાથી અત્યાનંદ થાય છે અને તેટલા જ માટે તેના મૂળ લેખક આ પુસ્તકને બે વાર વાંચવાની ખાસ ભલામણ કરે છે. પુસ્તકમાં સુંદર આકર્ષક ફોટો ઝીન્કોના પાચ ચિત્રો આપેલા છે. આજે જ મંગાવી ખાત્રી કરો. પાકું પુઠું, લગભગ ૨૫૦ પૃષ્ઠ છતાં કિંમત રૂ. ૨—૦—૦ પોસ્ટેજ માફ.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.**